# ખાસ ખુલાસો.

આ ગ્રંથમાં આપેલી "પ્રસ્તાવના" તથા "ભૂમિકા" મ
કેટલાક શબ્દોની તથા વર્ણન્યાસની જે ભૂલો રહી ગઇ છે ?
લખનારની નથી, પણ આ ગ્રંથકર્તાની "પ્રૂફ" તપાસણી દર
મિયાન રહી ગઈ છે એમ સમજવું.

ર. કે. શેઠના.





# પ્રસ્તાવના.



ખાસ લખનાર—**મી૦ પેસ્તનજી ખુરશેદજી તારાપુરવાલા.**

પશ્ચિમ ભાષાઓના સાહિત્યની હાલની આગળ વધેલી હાલત સાથે સરખાવતાં આપણા દેશની ભાષાઓમાં પ્રગટ થતા સાહિત્યની સ્થિતિ કેટલી બધી અસંતોષકારક લાગે છે તે વિષે અનેક દેશી લખનારાઓએ પોતાના વિચારો સુભાખિત છટા સાથે બહાર પાડયા છે. દિલગીરી માત્ર એજ છે કે જેઓ પોતાની ભૂમિના અને પોતાની ભાષાના સાહિત્યની ઉન્નતિ કરવાને માટે છેક છાપરાને મથાળેથી બૂમો પાડે છે, તેઓ પોતેજ પોતાની સ્વભાષાના પૈડાને તેની હાલની સંકડામણમાંથી બાહાર કાઢવાને ગોતાનું ખભું આપવા આગળ પડતા નથી! આપણી ભાષાનો મહા-કવિ પ્રેમાનંદ ગુર્જર-ગિરાને જે ઉચ્ચ સ્થાને બેઠેલી જોવાની આશા પોતાના એક નાટકમાં આપી ગયો છે, તે આશા પાર પડેલી જોવાનું એક દસકા અગાઉ તો ગોયા એક સ્વપ્નું જેવુંજ દિસતું હતું. પણ "કાવ્ય માધુર્ય'ના સુશિક્ષિત કર્તા મી૦ હિમ્મતલાલ ગણેશજી અંજારિયા વાજબી રીતે જણાવે છે તેમ "વીસમી સદીનો ઉત્સાહક પવન તેની સાથે કંઇક નવીન જુસ્સો લાવ્યો હોય એમ લાગે છે." હા, ખરેખર લાવ્યો છે. અને તેની હાજરી આ અદના લેખકે આગલ અકટોબર-નવેંબર ૧૯૦૨ ના "ફુરસદ"માં સ્વીકારી છે. એ નવીન જુસ્સાના પ્રમાણો આપણને ગુજરાતી સાહિત્યમાં ઠામેઠામ મલી આવેછે. છેલ્લા પાંચ વર્ષો દરમ્યાન અનેક ભવ્ય પુસ્તકો આપણી ભાષાના ભંડારમાં ઉમેરાયાં છે.

પોતાની માતૃ-વાણીમાં સરસ્વતી દેવીની ઉપાસના કરવાની ઉલટ ગુજરાતી બોલનારી પ્રજામાં દિન પછી દિન વધતીજ જાયછે. દેશી છાપાના સરકારી રિપોર્ટરે બાહાર પાડેલો છેલ્લો ત્રિમાસિક હેવાલ એ બિનાની એક તાજી સાબેની પૂરી પાડેછે, આ હેવાલમાં

આપણે જોઇએ છિયે કે મરાઠી ભાષામાં પ્રગટ થએલી ચોપડી-ઓની સંખ્યા ઉપર પણ મન્જુર ત્રણ માસની મુદત દરમ્યાન ગુજરાતીમાં છપાયલાં પુસ્તકોએ ચડાવો કીધો છે, પરંતુ આપણને જે જોઇયે છે તે ખ્યાલી સંખ્યાની મોટાઇ નથી; આપણને જે જોઈયે છે તે કીસમની ઉંચાઈ છે.

સંગીન ઉપયોગ વગરની ૧૦૦ ચોપડીઓ કરતાં "જ્ઞાન-ચક્ર" જેવા એક પુસ્તકનો વધારો સાહિત્યને વધુ લાભકારક થઇ પડેછે.

આપણા મનની કેળવણીને માટે વિધ વિધ વર્ગનાં પુસ્તકો આપણી ભાષામાં રચાવાં જોઈએ છે. નવલકથા, નાટક, કવિતા, ઇતિહાસ, શાસ્ત્ર, એ સઘળા વિષયો આપણા વાંચણમાં પોતપોતાની જગ્યા રોકવાનો દાવો કરેછે. પણ એક પ્રજાનું સાહિત્ય ત્યારેજ ઉંચુ કહેવાય, કે જ્યારે તેમાં કાયમનું ઉપયોગીપણુ અને કાયમનું ખેંચાણ ધરાવનારા ગ્રંથોની એક સંગીન સંખ્યા દાખલ થયલી હોયે.

હવડાંજ આપણી વચ્ચેથી ઉઠી ગએલો હરબર્ટ સ્પેનસર કેળવણી ઉપરનાં પોતાના યાદગાર નિબંધમાં લખેછે કે "જનલોકને જેની જરૂર છે, તે માત્ર બહારનો દમામદાર દેખાવ આપનાર કેળવણી નથી, પણ દરરોજની જીંદગીમાં વ્યવહારિક રીતે કામ આવે એવા જ્ઞાનની છે." એ જ્ઞાન આપણને આલીબાઈ અદરાયાં અને પીલીબાઇ પરણ્યા જેવી કાંઈ પણ અર્થ વગરની વાતોની ચોપડીઓમાં મળનાર નથી. અલબતાં નવલકથા પણ એક સાહિત્યનાં બંધારણમાં પોતાનો હિસ્સો આપેછે, અને લૉર્ડ ઍાવલરી (આગળ સર જૉન લબ્બક) તરફથી આખા ઇંગ્રેજી સાહિત્યમાંથી ચુંટવામાં આવેલાં '૧૦૦ સર્વોતમ પુસ્તકો'ની હરોલમાં કાંઈ નહિ તો પંદરેક વાર્તાની ચોપડીઓ નજરે પડે છે. પણ એ ચોપડીઓ ગોલ્ડસ્મિથની-'વિકાર ઍાવ વેકફિલ્ડ" સ્કૉટની "આઈ વૅન હો," ડીકન્સના "પીકવીક પેપર્સ," થેકરેની "પેનડેનિસ," અને લિટનની "લાસ્ટડેઝ ઍાવ પૉમ્પિ આઇ" જેવા મહાન ગ્રંથો છે; જેઓ તેમના કર્તાની અસાધારણ લખાણ-શકિતના પ્રકાશથી પોતાના વાંચકોના મનને રોશન કરેછે, ગુજ

રાતીમાં એ પ્રકારનાં પુસ્તકોની સફમાં મેલી શકાય એવી કેટલી ચોપડીઓ છે?. ખરૂં છે કે "દુખીયારી બચુ" અને "ગુલી ગરીબ"ના કર્તાએ તથા "સરસ્વતી ચંદ્ર"ના રચનારે આપણા સાહિત્યમાં કાંઇક મનહર ઉમેરો કીધો છે, પણ ઉંચા વર્ગની નવલકથાનું પ્રમાણ આપણી ભાષામાં બહુજ થોડું દીસેછે, અને સેંકડો ચોપડીઓ આજે આપણી પાસે ઓછી અગત્ય વાલી ઉભરાઈ જાયછે. કાંઇ પણ સંગીન તત્વ વગરના નવલકથાનાં પુસ્તકો ગુજરાતી વાંચક વર્ગને કેટલા બધા નિરૂપયોગી છે તે 'ગુજરાતી ભાષા અને સાહિત્ય" ઉપર ગયે વર્ષે આપેલા એક ભાષાણમાં આ અદના લેખકે રજુ કર્યું હતું. એ બાબત ઉપર ઉપલા ભાષાણમાં મેં બહાર પાડેલા વિચારોને ટેકો આપતાં "રાસ્ત ગોફતાર"ના કાબેલ અધિપતિ મી૦ પાલણજી બરજોરજી દેસાઇએ એક બહુ સુચક રસ્તો કટારોમાં દેખાડ્યો હતો મી૦ દેસાઇએ ઉપલા લેખમાં સચ્ચાઈ સાથે કહ્યું છે તેમ પારસી કલમોથી લખાયલી વાર્તાઓની સફમાં ઐતિહાસિક કથાઓનાં પુસ્તકોની ખટ ખુલ્લી જણાયછે એ ખુટ પુરી નાખેલી જોવાને મી૦ દેસાઇ આતુર ખાહેશ ધરાવેછે. અને તેમની એ ખાહેશમાં ગુજરાતી સાહિત્યનો દરેક હિતાર્થી ભાગ લેશે. મી૦ દેસાઇની સુચના સાહિત્યને લગતા એક અગત્યના સિદ્ધાંત ઉપર રચાયલી છે. તે સિદ્ધાંત એ છે કે "કોઈ પણ ગ્રંથે એક ભાષાનાં સાહિત્યમાં જથુકની જગ્યા પામવાને માટે જરૂરનું છે. કે તે ગ્રંથમાંથી વાંચનારને પોતાનો વખત ગાળી કાટવાનું એક આગરુ વાહન નહિ, પણ તેના મનને કંઈ નવી માહિતી કંઈ નવા જ્ઞાનથી, કંઈ નવા વિચારથી, તૃપ્ત કરવાનું એક સદગુણી સાધન મળી આવે. ઉલ્લા પ્રકારના પુસ્તકો ગુજરાતી સાહિત્યમાં હાલ પ્રગટ થાયછે, તેના કરતાં વધારે બોહોલા પ્રમાણમાં છપાવાં જોઇએ. ત્યારેજ આપણી ભાષાનાં પુસ્તકોનો ભંડાર આપણા હાલની ઉગવાયલી સ્થિતિ અને આપણા દેશાભિમાનને જેબ આપશે.

મારા મિત્ર મી૦ રતનજી ફરામજી વોહના એક ઉપયોગી ગ્રંથકાર તરીકે આ અગાઉ એક અનુપમ પદવી પામ્યા છે. ખાસ કરીને "જ્ઞાનચક્ર' યાને 'ગુજરાતી સાઈકલો પીડિયા"ના દલકાર અને કિંમતી દફતરોના કર્તા લેખે ગુજરાતી સાહિત્યમાં

તેમનું નામ સદાકાળ માટે જળવાઈ રહેશે એમ કહેવું જરા પણ અતિશયોક્તિ ભરેલું ગણાશે નહિ, મી૦ શેઠનાએ "જ્ઞાન૦ ચક્ર" ઉપરાંત બીજાં અનેક સંગીન પુસ્તકોથી આપણી ભાષાના ખજાનાને વધુ તવંગર બનાવ્યો છે. તેમનાં સઘળાં લખાણોમાં આપણને તેમના અથાગ ઉદ્યોગ, તેમની તિવ્ર શોધક-બુદ્ધિ, તેમની સાહસિક વૃતિ અને તેમના બોહોળા અભ્યાસની મજબુત ગવાહી મળેછે.

**"સંજ્ઞા દર્શક કોશ"**—જેવું એક પુસ્તક તૈયાર કરવાને જે મેહેનત અને ખંતની જરૂર છે તે તમામ સાધનો કામે લગાડીને એ ગ્રંથ ગુજરાતી સાહિત્યને આપવા માટે આપણને એક મી૦ શેઠનાજ જોઇતો હતો. આ કોશ સાધારણ વાંચનારાઓને બહુ રસીલો લાગશે નહિ એ વિષે તો મારા મનમાં જરાપણ શક નથી. ગ્રંથ કર્તાઓ અને અભ્યાસીઓ આ ગ્રંથમાંથી ઘણી જાણવાજોગ માહિતી મેળવી શકશે. અને એ પાછલા વર્ગના લાભને માટેજ મી૦ શેઠનાએ પોતાનું હાલનું પુસ્તક કાઢવાનો શ્રમ ખેંચ્યો છે.

આ કોશના જેવો એક સંગ્રહ ગુજરાતીમાં બાહાર પાડવાનો પેહેલો પ્રયત્ન સ્વર્ગવાસી કવિ નર્મદાશંકરને ઘટેછે. એ મહાન ગુજરાતી લેખકના "નર્મ કથા કોશ"ની છેવટે છાપવામાં આવલી સાંખ્યાત શબ્દાવલી" મી૦ શેઠનાએ હાલ પ્રગટ કીધેલા કોશને મળતીજ ગોઠવણ ઉપર રચાયલી હતી, મી૦ શેઠનાના ગ્રંથમાં કવિ નર્મદાશંકરની "સાંખ્યાત શબ્દાવલી" કરતાં વધુ વિવિધ અને વધુ વિસ્તીર્ણ માહિતી આપણને મલી આવેછે. કવિ નર્મદાશંકરે જ્યારે ઉપલા ગ્રંથમાં ૧૮૪ વિષયો અને ૧,૨૭૨ શબ્દો આપ્યાં છે; ત્યારે મી૦ શેઠનાએ પોતાના પુસ્તકમાં ૫૧૨ વિષયો અને ૧૨૦૦૦ શબ્દોનો સમાવેશ કર્યોછે.

"સંજ્ઞા દર્શક કોશ"માં સંખ્યાબંધ વિષયો અને શબ્દો કંઇ કાલ્પનિક જુદાં જુદાં શાસ્ત્રોના અને ધાર્મિક પુસ્તકોમાં જડી આવતી વીગતો ઉપરથી એ કોશ ભેગો કરવામાં આવ્યોછે, જે વિષયની માહિતી આપવામાં આવેછે, તે વીષયને લગતી સંખ્યા આપીને સંગ્રહકર્તા તે સંખ્યા જેટલા તે વીષયના

પ્રકારે આપણને બતાવી આપેછે. દાખલા તરીકે એમ રાખો કે "પુરાણો" કેટલાં છે તે આપણને જાણવું હોય. હવે મી૦ શેઠનાએપોતાના પુસ્તકમાં એકઠા કીધેલા ૫૧૫ વીષયોને વાચનારની સગવડને સારૂ અક્ષરને અનુક્રમે ગોઠવ્યા છે. એ અતી ઉપયોગી અને પસંદ કરવાજોગ ગોઠવણનો લાભ લઇને આપણે તુરત 'પુરાણો" શબ્દ ૭૦ માં સફા ઉપર શોધી કાઢીયે છીયે. ત્યાં આપણને જોઈતી માહીતી એકજ ઠેકાણે મલી આવેછે, એજ પ્રમાણે આ કોશમાં વિધવીધ બાબતોને લગતી વીગતો આપણને જડેછે. મલ ના પેચ ૬૦ જાતના છે, જેઓની વીગતો મી૦ શેઠનાના ગ્રંથમાંથી આપણને મળે છે. મુહૂર્ત ૧૬ પ્રકારનાં રહે છે, જેઓનાં નામો ગ્રંથકર્તા આપે છે. એ વીગેરે અનેક જૂદી જૂદી કીસમની માહીતી આપણે આ પુસ્તકમાંથી મેળવિયે છિયે મી૦ શેઠનાને એ સઘળી વિગતો એકઠી કરવાને માટે સંસ્કૃત, હિંદી તથા મરાઠી ભાષામાં રચાયલા ૧૦૦ ઉપર ગ્રંથોમાં ભટકવું પડયું છે. એટલો બધો શ્રમ ફક્ત સાહિત્યની સેવા બજાવવાના શોખને ખાતરજ ખેંચવા માટે મી૦ શેઠનાને ધન્યવાદ ઘટેછે. ગ્રંથકર્તા જો ઇંગ્રેજી ભાષામાં છપાયલા બ્રુઅરના જગ વિખ્યાત કોશ જેવા પુસ્તકોનો પણ આ સંગ્રહ બનાવવામાં લાભ લેતે તો તેથી તેમનું પુસ્તક વધુ રસીલું થાત એવું મારૂં માનવું છે. પણ બીજા દેશો અને બીજી જાતોને લગતા વિષયો અને પાશ્ચિમા દૃષ્ટાંતોને છોડીને ફક્ત હિંદુ શાસ્ત્ર અને સાહિત્યનોજ સાર ભેગો કરવા ખુલ્લો હેતુ આપણા જવાન ગ્રંથકર્તાએ પોતાના હાલના પ્રયાસમાં રાખેલો લાગેછે.

મી૦ શેઠનાએ રચેલા આ ઉપયોગી પુસ્તકને દિવસની રોશનીમાં લાવવા માટે મી૦ બેજનજી અરદેશર સોહરાબજી દસ્તૂર કામદીનજીએ ઉપયોગી મદદ આપીછે. મરહુમ શેઠ અરદેશર સોહરાબજી દસ્તૂર કામદીનજીએ પારસી લેખકોને ઉત્તેજન આપવામાં અને ગુજરાતી સાહિત્યને વધુ સંગીન બનાવવામાં જરનો જાતી ભોગ આપી જે કિંમતી હિસ્સો બખસ્યો છે, તેની યાદ આપણા આભારી હૈયાંઓ કદિ પણ ભુલી જશે

પગલે ચાલીને મી૦ બેજનજી દસ્તુર કામદીનજીએ "જ્ઞાનચક્ર" જેવી વીધા હુન્નરની ઉપયોગી ગ્રંથમાળા ઉપરાંત, બીજા અનેક સારાં ગૂજરાતી પુસ્તકો બહાર પાડવામાં સખાવતી સહાયતા આપી છે. મી૦ બેજનજીએ "વિવિધજ્ઞાન ગ્રંથમાળા" પ્રગટ કરાવવાનું કામ મી૦ રતનજી શેઠનાને સોંપ્યું છે. આ ગ્રંથ-માળા ગૂજરાતી સાહીત્યની એક સંગીન ગરજ સારશે એમાં તો કશો શક નથી, અને એવું એક અગત્યનું અને સાહસીક કાર્ય હાર પાડવા માટે મી૦ રતનજી શેઠના જેવા એક ઉદ્યોગી અને ઉમંગી કલમકશ કરતાં વધુ લાયકાત ધરાવવાનો કોઇ પણ લેખક દાવો કરશે નહિ. પોતાની સ્વભાષાના સાહીત્યની સેવા બજાવવાની મી૦ શેઠનાની ખરા દિલની ખંત અને એકમાર્ગી ઉલટમાંથી ભવીષ્યમાં હજી પણ વધુ સુંદર પરીણામો ઉપજેલાં જોવાની હું આશા રાખું છું.

પ્રો૦ ઇ૦ તારાપોરવાળા.

ફેબ્રુઆરી, ૧૪—૧૯૦૪.



# ભૂમિકા.



ગુજરાતી ભાષામાં એવા ઘણા શબ્દો છે જેમાંથી એક કરતાં વધુ સંખ્યાઓ અને પ્રકારો નીકળે છે. આ અમુક સંખ્યા તેના પ્રકારો સહિત સ્પષ્ટપણે બતાવનાર આ "સંજ્ઞા દર્શક કોશ" છે. આ કોશમાં તેવાં ૫૧૫ શબ્દ-વિષયોના સમુદાયનો છે. મરહુમ કવિશ્વર નર્મદાશંકરે આવોજ સુયત્નભર્યો સ્તુતિપાત્ર પ્રયાસ પોતાના "નર્મકથા કોશ"ની પૂર્વણીમાં ગ્રંથના સેવટમાં "સાંખ્યાત શબ્દાવળી" ના મથાળા નીચે કર્યો છે. પરંતુ તેમાં જ્યારે કવિશ્વરે ૧,૨૭૨ શબ્દોમાં સંજ્ઞા દર્શક માત્ર ૧૪૪ વિષયોને ઇનસાફ આપ્યો છે, ત્યારે આ કોશમાં ૧૨૦૦૦ શબ્દોમાં ૫૧૫ સંજ્ઞા દર્શક વિષયો સમાવ્યાં છે. ફક્ત આટલા ઉપરથી આ કોશના સંગ્રહકર્તાના શ્રમનો કંઇક વિચાર વ્હાલા વાંચકને આવશે.

ભાષાની શૈલી, માધુર્યતા, અર્થ અને ભેદથી વાકેફ થવા આવા કોશની વિશેષ જરૂર રહેછે; તેમાં પણ આપણી ભાષામાં એવા અનેક પુસ્તકો છે કે જેના રહસ્યને ગુજરાતીના સારા જ્ઞાન વગર સુગમતાથી ન સમજી શકવા માટે તેવા પુસ્તકની ભાષાને શુદ્ધ અથવા ગહન ગુજરાતી કહી અસાર ગણવાની ભૂલ હાલની ગુર્જર વાંચક પ્રજામાંના કેટલાકો કરે છે. તેવાઓની આવા પુસ્તકોથી ખરેખર મુશકેલી ઓછી થાય તો નવાઈ નથી.

પ્રથમના કીર્તિમાન કવિયો જેવાં મહા બુદ્ધિશાળી અને ઉંચી સ્મરણશક્તિ ધરાવનારા સાક્ષરો આજે ઝાઝા જણાતા નથી, કે જેઓના હૈયે આખું પિંગળ કે અલંકાર શાસ્ત્ર કે સર્વ સંજ્ઞાઓ સંપૂર્ણપણે હોય. આથી હાલના કવિ પંડિતોને પોતાના કાવ્ય લેખોને દીપાવવા અને રસમય કરવા તેમજ કાવ્ય લેખના સમયને સંજ્ઞામાં જાળવવા માટે, તથા પ્રાચીન કાવ્યો સ્હેલથી સમજવા માટે આવા કોશ કરતાં કોઇ વધુ મદદગાર ન જણાશે.

દાખલા તરીકે મહર્ષિ શ્રી સુખદેવજી પ્રણીત અધ્યાત્મ પ્રકાશ ભાષાંતરની ટીકા મહાશય શ્રી નૃસિંહ શર્મા પૂરી કરતાં તેમ કરવાનો સમય સંજ્ઞાઓમાં કેવી રીતે આપે છે તે જોઇએ.

"ગુણ ભૂતો રસ ઈશમય, વિક્રમકી શુભ સાલ;
આશ્વિન શુકલા પંચમી, રવિ દિન લિખી વિશાલ.
શ્રી કાશી સ્થળ ગંગ તટ, ગુહા બની આનંદ;
કર નિવાસ નરસિંહ વ્હાં, રટત નાથ સુખકંદ."

અર્થ:—૩ ગુણ, ૫ ભૂત, ૯ રસ, અને ૧ ઇશ, તેને "અંકાનાં વામતો ગતિ" અંકોની ગણત્રી ડાબી બાજુથી કરવી' એટલે વિક્રમ સંવત ૧૯૫૩ના આશો શુધિ ૫ રવીવારને દિવસે આ વિશાલા નામની ટીકા, શ્રી કાશીપુરીમાં ગંગાજીનાં તટ ઉપર આવેલાં "આનંદ ગુહા" નામનાં સ્થાનમાં નિવાસ કરી શ્રી નૃસિંહ શર્માએ, આનંદસ્વરૂપ શ્રી નાથગુરૂનું રટણ કરતા સંપૂર્ણ કરી.

રસિક કવિ દયારામે પોતાના કાવ્યમાં "વસ્તુ વદ દીપિકા" ના મથાળા નીચે આ કોશની મતલબ કાવ્યમાં રચી સાચવી છે. કવિ નર્મદાશંકરે "નર્મ કથા કોશ," નર્મ કોશ" અને રસ અલંકારના પુસ્તકો એ, તેમજ કવિ હીરાચંદ કાનજીએ 'કોશાવળી" અને "પિંગળાદર્શ" બનાવી તથા કવિ દલપતરામે રહેલ અને સસ્તું પિંગળ પ્રગટાવી ગુજરાતી ભાષામાં સાહિત્યના સંગીન પુસ્તકોનો એક અચ્છો ઉમેરો કર્યો છે. પણ આ ઉમેરો થવાના જમાનાને લાંબો સમય વિતી ગયો છે. તે પછી ભાગ્યે અડધો ડઝન આ પંક્તિના પુસ્તકો આજ સુધીમાં બાહાર પડયાં હોય. આમ થવાના કારણમાં કેટલાકોનું કહેવું અને સમજવું છે કે સાહિત્યના રસનો જમાનો પણ તે આગલોજ હતો. હાલ તે સમય સમાનનાં ઉત્સાહ ગુજરાતી સાહિત્ય સંબંધી નથી; વગેરે કહી ગુર્જર ભાષાને દિન પર દિન વધુ ગરીબ થતી તેઓ કહેછે. આપણે હાલ તે સંબંધી તકરાર કોરે મૂકી જણાવીશું કે, ભલે જોઈએ તેવી હાલત હાલમાં ગુર્જર ભાષાની હો, પણ તેમાં આ પુસ્તક સમાનના વિષયોવાળાં લેખની એક ખરી ખૂટ હતી એમ આ કોશને જોઈ ગયા પછી વાંચક વિચારશે, આજે અંગ્રેજી ભાષાને ખેડાયલી અને ઉંચે દરજ્જે ચડેલી વધેલી

તરીકે લેખે છે. છતાં એ એ ભાષાના પૂજારીઓ તેમ સમજી જંપી બેઠાં નથી. તેઓએ અનેક વિષયોના કોશોના રચવા પછી હાલ છેલ્લે "ધી સેન્ચરી સાઇક્લોપિડિયા ઑવ નેમ્ઝ" નામક એક મોટું પુસ્તક બહાર પાડ્યું છે. આ પુસ્તકમાં ફક્ત ભૂગોળ અને ખગોળ, ઐતિહાસ અને પ્રાચીન પુરાણ, જીવન વૃતાંત અને નવલકથા સંબંધી સર્વ જાણીતા નામોનો સંગ્રહ તેપરના વિવેચન સહિત આપેલો છે. આપણી ભાષા આવાં પુસ્તકો મેળને તે માટે હજુ ઘણો સમય જોઈયે. કારણ અંગ્રેજી ભાષામાં એક સંપૂર્ણ "સાઇક્લોપિડિયા" બહાર પડે ઘણાં વર્ષો થઇ ગયા છે, જ્યારે આપણે ફક્ત હમણાજ તેવા ધોરણ પર "જ્ઞાનચક્ર" નામે ગ્રંથમાળા મેળવવાની હાલતમાં છિયે. તે માટે પણ આપણે ખરેખર તો તે સંબંધી સખી આસરો આપનાર તેના મૂળ યોજક મરહુમ મી૦ અરદેસર સોરાબજી કસ્તુર કામદીન તથા તેમના બેટા મી૦ બેજનજી કામદીનનાજ ઉપકારી છિયે. જેઓએ આ 'ચક્ર'ને ગતિ આપી, આ 'સંજ્ઞા દર્શક કોશ' પણ તેમનાજ ઉદાર અંતઃકરણના પરિણામમાં પ્રકાશ પામેછે એ ગુજરાતી સાહિત્ય ઉપર ઓછું આભારભર્યુ નથી. ઉર્દુ, ફારસી અને અરબી ભાષામાં આવા ઉપયોગી પુસ્તકો ઘણા છે, કારણ તેઓમાં સાહિત્ય ચર્ચા આપણા કરતાં ઘણી વધુ છે. આપણે આશા રાખીશું કે 'જ્ઞાનચક્ર" અને આ "કોશ" ની કંઈ કદર પ્રજા વર્ગ તરફથી થઈ તો, મી૦ શેઠના આપણને આવા ઉપયોગી વધું પુસ્તકો મેળવી આપ્યા કરશે; અને તેમ કરી ભાષાની ઉન્નતીમાં પોતાનો જરૂરી હિસ્સો પૂરો પાડશે.

હાજી મહમ્મદ અલારખિંયા શિવજી.

૨૮ જાન્યુઆરી ૧૯૦૪.

ગોદર ગ્રા. ખંબાલા હીલ, મુંબઇ.



# ખુલાસો.



આ ગ્રંથની પ્રસ્તાવના તથા ભૂમિકા લખવાનું મેં માહરા મિત્ર મી૦ પેસતનજી ખુરશેદજી તારાપોરવાલા તથા મી૦ હાજી મહમદ અલારખીયા શિવજી જેવા એક ગુજરાતી સાહિત્ય-નાં સાચ્ચા વખાણનારા લેખકોને સોંપી, તેમનીજ રસીક કલમથી તે અત્રે રજુ કર્યા પછી હવે હું માહરા તરફથી એમાં વિશેષ ઉમેરવા જેવું કશું ધરાવતો નથી.

મ્હને "જ્ઞાનચક્ર" જેવા સર્વ જ્ઞાન સંબંધી ગ્રંથો લખવાની તક મળેલી હોવાથી, માહરા અભિયાસમાં દિનપ્રતિદિન કાંઇક વધારો થતો જાય છે, તેમ તેમ હું કાંઇક નવું, પ્રિય વાંચક વર્ગ સામે પુસ્તક આકારે ધરવાની આજે પાંચ વર્ષ થયાં મેહેનત કરૂંછું. તેમાં વાંચક પ્રજા તરફથી ઉદાર આશ્રય મળતો હોવાથી મ્હને કાંઇક નવું નવું લખી રજુ કરવાની જીજ્ઞાશા સાહાજીક થાય છે. તેજ ધોરણે હાલમાં આ ગ્રંથ લખવાનો પ્રથમ વિચાર સ્વર્ગવાસી કવિ નર્મદાશંકર કૃત "નર્મ કથા કોશ"ની છેવટમાં આપેલા "સાંખ્યાત શબ્દાવળી" નામે ભાગ વાંચતાં સુઝ્યો હતો. તે પછી મળેલા અનેક સાધનોથી જૂદા જૂદા ગ્રંથોમાંથી જેટલું મ્હને મળી શક્યું તેટલું અત્રે રજુ કરવા શક્તિવાન થયોછું. આ ગ્રંથમાં જે કાંઈ શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે, તે માહરી તરફથી ઉપજાવી કાઢેલું નથી; મેં તો માત્ર જૂદા જૂદા ગ્રંથોનું સંશોધન કરી અત્રે એકત્ર અનૂક્રમે ગોઠવી આપવાનીજ માત્ર કોશેસ કરીછે.

આ ગ્રંથમાં આપેલા શબ્દો તેનાં વર્ણન વિનાજ આપ્યા છે. (જેમકે રામ તો તે ત્રણ, એ ત્રણેનું જૂદું જૂદું વર્ણન); પણ જો તે દરેક શબ્દનું વર્ણન આપવા માગીએ તો આવાં ૧૦૦ ગ્રંથોમાં પણ તે પુરૂં ન થાય તેમ છે. તોય મ્હને ઇચ્છા

આશા છે કે જો તક અને મદદ મળશે, તો, 'પ્રાચીન અર્વાચીન હિંદુ ઈતિહાસિક કોશ" લખી પ્રગટ કરવાની મ્હેનત કરીશ.

હિંદુ શાસ્ત્રીય ગ્રંથોનો આવો તો મ્હોટો સાગર છે કે, જેનો અંત દ્રષ્ટિ મર્યાદાથી પણ છેક દૂર-નહિ પોંહચી શકાય તેવો વિશાળ છે; તો તેવા એક મહાન સમુદ્રમાંથી માહરી અલ્પ શકતિ મુજબ થોડાંક ગ્રંથોનાં આશ્રયથી જે મેં કાંઇ એમાં પ્રગટ કર્યુ છે, તે અપૂર્ણ તો હશેજ. પણ પ્રથમ પ્રયાસ હોવાથી એપર વાંચક વર્ગ સંતોષ માની લેશે તો હું મારી મેહેનતને યશ મળેલો સમજીશ.

જ્ઞાનચક્ર જેવા સર્વ જ્ઞાન વિષયોની ગ્રંથમાળા વર્ષો થયાં શેઠ બેજનજી અરદેસર દસ્તુર કામદીનનાજ ઉદાર આશ્રયથી પ્રગટ થયા પછી, એમનાજ ઉદાર આશ્રયથી "વિવિધ જ્ઞાન ગ્રંથ માળા" લખી પ્રગટ કરવાનો મેં પ્રથમ યત્ન કરી પેહેલો ગ્રંથ 'ફોટોગ્રાફી' નામે પ્રગટ કર્યો હતો, અને હાલમાં એજ માળાનો આ બીજો મણકો રજુ કરી, હવે પછી—"પોશાખની રસમ અને તેનું શાસ્ત્ર, સાબુ, બટન, ભીનબત્તી કિમતી રત્નોની બનાવટ, ઇતિહાસ-તરંગિણી વગેરે વિધાજ્ઞાનનાં ગ્રંથો જે લખેલાં છે તે જોગવાઈએ પ્રગટ કરવાનો યત્ન કરીશ.

આ ગ્રંથમાં આપેલાં વિષયો નીચે દર્શાવેલી ટીપમાંના જુદા જુદા ગ્રંથોમાં પૃથક પૃથક છવાયલાં છેઃ—

નર્મકથા કોશ, મહાજન મંડળ, સંગીત કળાધર, જ્ઞાન પ્રસારક મંડળીનાં ભાષણો, રાગબાગ, ભારતિય સામરાજ્યનાં ૧૨ ભાગો, અર્વાચીન ઈતિહાસિક કોશ. આર્ય ભીપેક, બાલબોધ, સ્વાધ્યાય, જ્યોતિષ પંચાંગ, સંખ્યાવાચક દુર્બોધ શબ્દાર્થ, કેરળ-કોકીળ, રાગમાળા, રાજ્યનિતી, રામાયણ, રૂકમિણી સ્વયંવર, લઘુ યોગ વાસિષ્ટ, લિંગ પુરાણ, લીલાવતી, વાચસ્પતિ મિશ્ર, પાંડવ પ્રતાપ, પંચીકરણ, પિંગળ નાગ, પ્રતાપ રૂદ્ર, પ્રતાપપદ્દી, પ્રેમસાગર, બોપદેવ શતક, બ્રહ્મપટ, બ્રહ્માંડ પુરાણ, તુલસી મહાત્મ્ય, દર્શન પ્રકાશ, દાસબોધ, દેવી ભાગવત, દેવી માહાત્મ્ય.

નારાયણભટ્ટી, ભાગવત, ચુર્ણીકા, નિઘંટ પ્રકાશ, ભિષ્મ પર્વ, છંદઃશાસ્ત્ર, નિર્ણયસિંધુ, ભૂગોળ પુરાણ. નિર્વાણસાર ગ્રંથ, મહાભારત, નિરંજન ગિતા, મંત્ર શાસ્ત્ર, ઇંદ્રજાળ, તર્ક સંગ્રહ, તંત્ર શાસ્ત્ર, તાજકભૂષણ, પદાર્થવિજ્ઞાન, મનુસંહિતા, મિતાક્ષરી, મૂળસ્થંભ, મેદીન રતનાકર. અનંગરંગ, રાજતરંગિણી, અમરકોશ, અશ્વમેધ, આગમ નિગમ, આદિપર્વ, ઉડ્ડીશશાસ્ત્ર, કથાકલ્પતરૂ, શિવનિબંધ, શૃંગાર શાસ્ત્ર, જ્ઞાનેશ્વરી. કાશીખંડ, કાશી મહાત્મ્ય, લંકા, કુમારસંભવ, કોકશાસ્ત્ર, ગદાધર ભાષ્ય, ગરૂડ પુરાણ, ગીતા, ચરણવ્યૂહ, સંખ્યા રત્નકોશ. સપ્તશતિ, સામુદ્રિકા, ચંડમહાત્મ્ય, જ્ઞાનચક્ર, વિદુરનીતિ, વૈદકગ્રંથ, વ્યાકરણ, શબ્દનિઘંટ, શાકુન્તલ નાટક, સારંગધર, શિલ્પશાસ્ત્ર, સુભાષિત, સ્વરોદય, હેમચંદ્રકોશ, ચોરીયાસી આસન.

દ૦ ક૦ શેઠના૦



[ ૫ ]

અમિત, દશ અમિત, ગોલ, દશ ગોલ, પરમિત, દશ પરમિત, અનંત, દશ અનંત. (અમળ સિદ્ધી.)

૨ અંક સંખ્યા—[૨૪] એક, દશ, સો, હજાર, અયુત, લાખ, પ્રયુત, કરોડ, દશ કરોડ, અર્બુદ, દશ અર્બુદ, ખર્વ, મહા ખર્વ, પદ્મ, મહા પદ્મ, ક્ષોણી, મહા ક્ષોણી, શંખ, મહા શંખ, ક્ષિતી, મહા ક્ષિતી, નિધિ, મહા નિધિ, કલ્પ, મહા કલ્પ, ધન, મહા ધન, રૂપ, મહા રૂપ, વિસ્તાર, મહા વિસ્તાર, ઓંકાર, મહા ઓંકાર, ૐકારશક્તિ. (લીલાવતી)

૩ અંક સંજ્ઞા*—[૪૧] મહાન પંડીત આર્ય ભટે ('ફારસી 'અબજદ'ના કાયદા મુજબ) મૂળાક્ષરો માટે

---

* અંક વિગેરેની સંજ્ઞાઓ બતાવવા અથવા સંકેત વગેરે સુચવવાની અનેક રીતો ઘણા દેશોમાં ચાલુ છે. દેશી કાવ્ય અને શાસ્ત્રોમાં અંક સંજ્ઞા સૃષ્ટીના અનેક પદાર્થ અને વિષય સંકેતથી લીધેલી છે. જેમકે:—નર્ક=૨૧; સ્વર્ગ=૨૧; વેદ=૪; કળા=૬૪; વિદ્યા=૧૪; ચંદ્ર=૧; વીર=૫૨; મુની=૭ વગેરે.

જ્યારે તેમને કોઇ યુક્તિથી બતાવવાં હોય છે, ત્યારે આ અંકોને ઉપર મુજબ સાંકેતિક શબ્દો વાપરે છે. આ નિયમ જ્યોતિષ શાસ્ત્રમાં હિંદુ રીતે દાખલ કરેલી છે. રોમન અંકમાં I=૧; C=૧૦૦; L=૫૦; X=૧૦; M=૧૦૦૦; વગેરે અક્ષર સંજ્ઞા રાખેલી છે. તેને મળતી આરબોએ પોતાના મૂળાક્ષરોને ચોકસ અંકોની સંજ્ઞા આપેલી છે કે, જે પધતિને 'અબજદ' કહેછે. આ હિસાબમાં ફારસી મૂળાક્ષરોને જૂદા-જૂદા વિભાગોમાં વેંહેંચી નાખ્યાછે અને દરેક અક્ષરની કિંમત ગણિત સંખ્યા મુજબ આંકી છે.—જ્ઞાનચક્ર પુ૦ ૧લું પૃષ્ટ ૯૫.

૭ અંગયોગ—(૮) યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ.

(૮) પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, આસન, પ્રાણાયામ, પ્રતિહાર, સુપ્રતિહાર.

૮ અગિઆર નિઘંટ—(૧૧) શુડૂચ્યાદિ, મદનવિનોદ, દ્રવ્યરત્નાકર, ચૂડામણી દ્ર, ""ા રાજનિઘંટ, રૂધય-દિપ, ગણનિઘંટ અથવા મદનાદિ, સિદ્ધમંત્ર, રત્નાકર, ભાવપ્રકાશ, વૈદ્યભૂપણ, પથ્યાપથ્ય.

૯ અંત્યજ—(૭) રજક, ચર્મકર, નટ, બરૂડ, કોળી, મલેચ્છ, ભિલ્લ. (દર્શન પ્રકાશ)

૧૦ અતિસાર—(૫) આમા, જવરા, પિત્તા, રૂકતા, શ્લેતમાતિસાર.

૧૧ અધિપ (૭)—ચૈત્ર શુદ ૧ નો વાર તે રાજા.
મેષાર્કનો વાર તે મંત્રી.
ધનસંક્રાંતિનો વાર તે પશ્ચાધાન્યાધિપતિ.
આર્દ્રાર્કનો વાર તે મેઘેશ.
તુલાર્કનો વાર તે રસાધિપતિ.
કર્કાર્કનો વાર તે અગ્રધાન્યેશ.
મકરાર્કનો વાર તે નીરસાધિપ.

૧૨ અન્તઃકરણ—(૪) મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર.

૧૩ અન્ત પ્રકૃતિ—(૩) સ્વામી, આમાત્ય, સુહૃત.

૧૪ અન્ન—(૪) શુતક, પકવ, સ્નિગ્ધ, વિદગ્ધ. (શિવ લીલામૃત).

૨૨ અવતાર જયંતિ—(૧૦) ચૈત્ર શુ૦ ૩ પ્રા૦ મત્સ્ય જયંતી. વૈશાખ શુ૦ ૧૫ સાંઝે કૂર્મજયંતી. ભાદ્રપદ શુ૦ ૩ પ્રારંભે વરાહ જયંતી. વૈશાખ શુ૦ ૧૪ સાંઝે નરસિંહ જયંતી. ભાદ્રપદ શુ૦ ૧૨ મધ્યાને વામન જયંતી. વૈશાખ શુ૦ ૩ મધ્યાને પરશુરામ જયંતી. ચૈત્ર શુ૦ ૯ મધ્યાને રામ જયંતી. શ્રાવણ વ૦ ૮ મધ્ય રાત્રે કૃષ્ણજયંતી. આશ્વિન શુ૦ ૧૦ સાંઝે બૌદ્ધજયંતી. શ્રાવણ શુ૦ ૬ સાંઝે કલંકી જયંતી. (ધર્મ સિંધુ.)

૨૩ અવતાર જન્મ તિથિવાર—(૧૦)

મત્સ્ય અવતાર—ચૈત્ર શુ૦ ૩, રવિવારે, રેવતી નક્ષત્ર, વિષ્કંભયોગ, ૧૨ ઘડી દિવસે, ...યુગમાં, શંખાસુર વધ કરવા થયો.

કૂર્માવતાર—વૈશાખ શુ૦ ૧૫ સોમવાર, રોહિણી નક્ષત્ર, સાધ્યયોગ, ૪ ઘડી દિવસે કૃતયુગમાં, પ્રભવ સંવત્સરમાં, પૃથ્વી ઉંચકી રાખવા થયો.

વરાહ અવતાર—ભાદ્રપદ શુ૦ ૩ રવિવાર, અશ્વની નક્ષત્ર, સાધ્યયોગ, અપરાત્રે દિવસે, કૃતયુગમાં, શુક્લ સંવત્સરમાં હિરણ્યાક્ષ વધ માટે થયો.

નરસિંહ અવતાર—વૈશાખ શુ૦ ૧૪, શનિવાર, સ્વાતી નક્ષત્ર, શુભ યોગ, સાંઝે, ૩૦ ઘડી દિવસે, કૃતયુગમાં હિરણ્યકશિપને મારવા થયો.

વામન અવતાર—ભાદ્રપદ શુ૦ ૧૨, મંગળવારે, શ્રવણ નક્ષત્રે, ધૃતિયોગ, ૧૫ ઘડી દિવસે, ત્રેતાયુગમાં, બળીને પાતાળમાં ચાંપવા.

## ૨૧ અવતાર—(૨૪) (ભગવાનનાં અવતારો)

| | |
|---|---|
| ૧ નારાયણ-તપસ્યા માટે | ૧૪ મત્સ્ય-શંખાસુને મારવા માટે. |
| ૨ શૌનક–બ્રહ્મચર્ય ,, | ૧૫ કૂર્મ–મંદરાચળ પકડવા |
| ૩ નારદ-પંચરાત્ર ગ્રંથ ,, | ૧૬ વામન–બળીને છળવા |
| ૪ સ્વાયંભુ-યુગાદિ સૃષ્ટિ માટે | ૧૭ ધન્વંતરી–દેવતાઓનો વૈદ્ય |
| ૫ વારાહ–હિરણ્યાક્ષ-વધ માટે | ૧૮ મોહિની–અમૃત વેહેંચવા. ૨-સુંદોપસુંદ વધ માટે |
| ૬ કપિલમુનિ–માતાને સંખ્યાયોગ કહેવા માટે | ૧૯ પરશુરામ–પૃથ્વી નીક્ષત્રી કરવા |
| ૭ દત્તાત્રેય–ચોવીસ ગુરુ માટે | ૨૦ શ્રી રામચંદ્ર–રાવણ વધ માટે |
| ૮ ઋષભદેવ–પરમહંસ માર્ગ માટે | ૨૧ શ્રી કૃષ્ણ–લીલા કરવા તથા કંસ વધ માટે |
| ૯ હંસાવભાર–બ્રહ્માને ઉપદેશ માટે | ૨૨ બૌદ્ધ–મૌન્ય રૂપ |
| ૧૦ હયગ્રીવ–હયમુખ રાક્ષસ માટે | ૨૩ કલંકી–યવનોને મારવા થકી ઉત્પન્ન થશે. |
| ૧૧ પૃથુરાજા–પૃથ્વી પાલન માટે | ૨૪ વ્યાસ–વેદ માટે (ભાગવત) |
| ૧૨ ધ્રુવ–અચલસ્થાન | |
| ૧૩ નરસિંહ–હિરણ્યકશ્યપ વધ માટે | |

મંડળ જેવો, એનાથી સંકલ્પ વિકલ્પ મટેછે. તાળનાદ–અખંડ ધ્વનીથી વાચા સિદ્ધ થાયછે. સુસ્વાર–એનો અવાજ પાવા, મોહોરી પ્રમાણે ભવિષ, વર્તમાન જણાયછે. ગર્જના અવાજ–એનો અવાજ ગર્જના જેવો, આથી નજર દૂરની બનેછે. શંખ-અવાજ–એનાથી ૧૪ વિદ્યા આવેછે. ઘોષનાદ–એ વેદઘોષ પ્રમાણે સર્વનાં અંતર ઉશકેરેછે. ભેરીનાદ–એનાથી સર્વ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. મેઘ-નાદ–એનાથી મનમાં ચિંતેલું સિદ્ધ થાયછે.

૨૬ **અશ્વિનિકુમાર**—(૨) સ્વર્ગનાં બે વૈદ્ય.

૨૭ **અષ્ટદર્શન**—(૮) ગુરૂ, ભાગ્યવાન, દાતા, કામધેનુ, આયનો, પ્રભુ, સૂર્ય, ઇશ્વર. (પાંડવ પ્રતાપ.)

૨૮ **અષ્ટદળ ચક્ર**=મણિપુર ચક્ર (૮)

પૂર્વ દળમાં, શ્વેતવર્ણ–ધૈર્ય–ઔદાર્ય–પુણ્ય.
અગ્નિદળમાં, રક્તવર્ણ–આળસ–ઉદ્વેગ.
દક્ષિણદળમાં, કાળોવર્ણ–ક્રોધ–દ્વેષ–દુષ્ટવાસના.
નૈઋત્યદળમાં, નીળવર્ણ–વિત્ત–સ્ત્રી–પુત્ર–મોહ.
પશ્ચિમદળમાં, કપિલવર્ણ–આનંદમય.
વાયવ્યદળમાં, શ્યામવર્ણ–તીર્થયાત્રા–સાધુસંગતિ.
ઉત્તરદળમાં, પીતવર્ણ–અષ્ટભોગ.
ઇશાન્યદળમાં, ગૌરવર્ણ–શાંતિ–દયા–ક્ષમા.

૨૯ **અષ્ટદળકમળ**—(૮) નાભિસ્થાને અથવા મણિ-પૂરચક્રમાં (હઠયોગ મુજબ) એ આંઠ પાંકુળીનુ શ્વેતવર્ણ કમળછે, તેમાં શ્યામ સુંદર ચતુર્ભૂજ વિષ્ણુ લક્ષ્મી સાથેછે. ત્યાં રાતો દિવસ ૬૦૦૦ જપ થાયછે,

પરશુરામ—વૈશાખ શુ૦ ૩, શનિવાર, રોહિણી નક્ષત્ર, ૧૧ ઘડી રાત્રે ત્રેતાયુગમાં પ્રમાથી સંવત્સરે, સહસ્ત્રાર્જુનના વધ થકી.

શ્રી રામ અવતાર—ચૈત્ર શુ૦ ૯, ચંદ્રવાર, પુનર્વસુ-નક્ષત્ર, શુક્લયોગ, ૧૫ ઘડી દિવસે ભર બપોરે, ત્રેતાયુગમાં, તારણ સંવત્સરમાં, રાવણને મારવા.

કૃષ્ણ અવતાર—શ્રાવણ વ૦ ૮, બુધવારે, રોહિણી નક્ષત્ર, વજ્ર યોગ, રાત્રે ૪૫ ઘડી, દ્વાપર યુગમાં વિરોધી સંવત્સરમાં, કંસના વધ માટે થયો.

બૌદ્ધ અવતાર—આશ્વીન શુ૦ ૧૦, રવિવાર, વિશાખા નક્ષત્ર, શુકલયોગ, સાંહાંજે કલીયુગમાં ખર સંવત્સરમાં થયો.

કલ્કિ અવતાર—શ્રાવણ શુ૦ ૬, શનિવારે, પૂર્વા-પાઢા નક્ષત્ર, સિદ્ધિયોગ, ૩ ઘડી રાત્રે, કલિયુગમાં દુર્મુખ સંવત્સરમાં થશે.

૨૪ **અવસ્થા**—(૨) પૂર્વા, ઉત્તરા.

(૩) બાલ્યા, તારૂણ્ય, વર્ધક્યાવસ્થા. (૪) ગૌરી, રોહિણી, કન્યા, રજસ્વલા. (૫) જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરીયા, ઉન્મની. (૧૦) અભિલાશા, સ્મૃતિ, ગુણ, કથન, ચિંતા, જડતા, ઉદ્વેગ, પ્રલાપ, વ્યાધિ, ઉન્માદ, નિધન.

૨૫ **અવાજના ગુણ**—(૨૫) ચિનચિનીનો અવાજ-શાંતિ આપી મનસ્થિર કરેછે. શિંગનો અવાજ-એકાગ્રતબની કવિત્વશક્તિ આવેછે. તંતીનાદ-એ સારંગી સાર-

૩૮ અષ્ટાંગ વૈધક—(૮) દ્રવ્યાભિધાન, ગદ નિશ્ચય, કાયસૌખ્ય, શલ્યાદિ, ભૂત નિગ્રહ, વિષ નિગ્રહ, બાલ વૈધક, રસાયન.

૩૯ અક્ષર રંગ—(૫૨) અ આદિ ૧૬ સ્વર અને શ, ષ, સ, હ, ળ, ક્ષ, ૫, ફ, બ, ભ, મ, એ ગૌર વર્ણ.

ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, દ, ધ, ન,'—એ કૃષ્ણવર્ણ.

જોડા અક્ષરો મિશ્ર રંગનાં.

૪૦ અક્ષર વર્ણ—(૫૨) ૨૧ સ્વર વ્યંજન એટલે અ–આ ઇત્યાદી અને ક, ખ, ગ, ઘ, ઙ, એ વિપ્ર વર્ણ. ૧૦–ચ છ જ ઝ ઞ ટ ઠ ડ ઢ ણ–એ ક્ષત્રિય વર્ણ. ૧૦–ત થ દ ધ ન ૫ ફ બ ભ મ–એ વૈશ્ય વર્ણ. ૧૧–ય, ર, લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ–એ શૂદ્ર વર્ણ.

૪૧ અક્ષૌહિણી અગિઆર—(૧૧) અગિઆર અક્ષૌહિણી કૌરવોનું લશકર હતું તેમાં ૧ અક્ષૌહિણીનું પ્રમાણઃ—૧ હસ્તી ૧ રથ ૩ ઘોડા, પાંચ પાયદળ મળી ૧ પત્તી, ૩ પત્તી મળી ૧ સેનામુખ, ૩ સેનામુખ મળી ૧ ગુલ્મ, ૩ ગુલ્મ મળી ૧ ગણ, ૩ ગણ મળી ૧ વાહિની, ૩ વાહિની મળી ૧ પૃતના, ૩ પૃતના મળી ૧ ચમૂ, ૩ ચમૂ મળી ૧ અનીકિની, ૧૦ અનીકિની મળી ૧ અક્ષૌહિણી. (અમર,)

(૨) બીજી અક્ષૌહિણીનું પ્રમાણઃ—

શ્લોક
દશ લક્ષ દંતી ત્રિગુણા રથાનાં ॥
શત કોટી વાજી નવ કોટી યોદ્ધા ॥

૧૭૦૮૦૭૫

૩૦ અષ્ટદિગ્ગજ—(૮) ઐરાવત, પુંડરિક, વામન, કુમુદ, અંજન, સાર્વભૌમ, સુપ્રતિક, પુષ્પદંત.

૩૧ અષ્ટનાયકા—(૮) ખંડિતાખ્યા, અભિસારિકા, ઉત્કંઠા, ખાધીનપતિકા, યોગિની, કલહાંતરિતા, વિપ્રગલ્ભા, વાસવસજીકા. (શ્રૃંગાર શાસ્ત્ર.)

૩૨ અષ્ટનાયિકા—(૮) રમા, ભગવતી, રૂકમિણી, સત્યભામા, દેવી, ધરણી, અષ્ટમાસિદ્ધિ, ઐશ્વર્ય.

૩૩ અષ્ટધાપ્રકૃતિ—(૮) ભૂમિ, આપ, અનિલ, આકાશ, મન, બુદ્ધિ, અહંકાર. (ગીતા.)

(૮) સ્વામી, આમાત્ય, સુહૃત, કોશ, રાષ્ટ્ર, દુર્ગ, બલ, પ્રજા.

૩૪ અષ્ટપ્રધાન—(૮) પેશવા, મુંજુમદાર, સુરનિસ, વાકનીસ, સરનૌબત, ડબીર, ન્યાયાધીશ, ન્યાયશાસ્ત્રી. ૨—પ્રધાન, સચિવ, મંત્રી, આમાત્ય, સુમંત, ન્યાયાધીશ, સેનાપતિ, પંડિતરાય.

૩૫ અષ્ટ પ્રધાન દશરથનાં—(૮) રામવર્ધન, સિદ્ધાર્થી, વૃષ્ણિ, વિજય, જયવંત, ધર્મપાળ, સુમંત, અશોક. (કo કo)

૩૬ અષ્ટાંગ—(૮) શિર, વક્ષ, હૃદય, ઉરૂ, જાંઘ, બાહુ, ઉર, પાદાંગુલી.

૩૭ અષ્ટાધિકાર—(૮) જલાધિકાર=કાળાપાની, પટેલી, સ્થળાધિકાર=દેશમુખી, ગ્રામાધિકાર=મહાજનકી, કુલલેખન=કુલકર્ણી, ગ્રામાસન=ચકતૂત્વ, દંડ વિનિયોગ=ધર્માધિકાર, પોરોહીત્ય=ઉપાધ્યા, જયોતિષી.

૨—વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શુક્ર, ઉરુક્રમ, (ભાગવત.)

૩—મિત્ર, રવિ, સૂર્ય, ખગ, ભાનુ, પૂષા, હિરણ્યગર્ભ, મરીચિ, આદિત્ય, સવિતા, અર્ક, ભાસ્કર.

૪૭ આનંદ—[૪] વિષયાનંદ, વિદ્યાનંદ, આત્માનંદ, બ્રહ્માનંદ.

૪૮ આનંદાદિયોગ—[૨૮] આનંદયોગ, કાળદંડયોગ, ધૂમ્રયોગ, પ્રજાપતી, સૌમ્યયોગ, ધ્વાંક્ષયોગ, ધ્વજયોગ, શ્રીવત્સયોગ, વજ્રયોગ, મુદ્ગલયોગ, છત્રયોગ, મૈત્રયોગ, માનસયોગ, પદ્માખ્યયોગ, લંબકયોગ, ઉત્પાતયોગ, મૃત્યુયોગ, કાણાખ્યયોગ, સિદ્ધિયોગ, શુભયોગ, અમૃતયોગ, મુસલયોગ, ગદાયોગ, માતંગયોગ, રાક્ષસયોગ, ચરયોગ, સ્થિરયોગ, પ્રવર્ધમાનયોગ. (જ્યોતિષ)

૪૯ આય—[૮] ધ્વજ, સિંહ, વૃષભ, ગજ, ધૂમ્ર, શ્વાન, ખર, ધ્વાંક્ષ, (=કાગડો.) (શિલ્પશાસ્ત્ર.)

૫૦ આયુધ—[૪] મુક્ત = ચક્રાદિ. અમુક્ત = ખડ્ગાદિ. મુક્તામુક્ત = પાશતોમરાદિ. યંત્રમુક્ત = શરગોલકાદિ.

[૧] આયુધ વિષ્ણુનાં [૪] શંખ, ચક્ર, ગદા, પદ્મ.

[૨] આયુધદેવીનાં [૮]—બાણ, મુસળ, શૂળ, ચક્ર, શંખ, ઘંટો, લાંગૂલ, કાર્મુક. (સપ્તશતી.)

પદાતી સંખ્યા શડ્ત્રિંશ કોહો
ક્ષૌણી પ્રમાણેક થિતંમુનીંદ્રૈઃ ॥૨॥

| | |
|---|---|
| ૧૦૦૦૦૦૦ | દંતી=હાથી. |
| ૩૦૦૦૦૦૦ | રથી. |
| ૧૦૦૦૦૦૦૦૦ | વાજી. |
| ૯૦૦૦૦૦૦૦ | યોદ્ધા. |
| ૩૬૦૦૦૦૦૦૦ | પદાતી. |

૪૨ **આખાડા**—(૧૮) અઘોરી, અરણ્ય, અવધૂત, આનંદ, આશ્રમ, ઇંદ્ર ઉદાસી, કાનફાડા, કામમેલ, ગોદડ, ગોરખપંથી, નંગાગિરી, નિરંજની, નિર્વાની, પુરી, ભારતી, શઉન, બન, સરભંગી.

૪૩ **આંગળીઓ**—(૫) અંગુષ્ટ, તર્જની, મધ્યમા, અનામીકા, કનિષ્ટિકા.

૪૪ **આચાર્ય**—(૧૨) નાથપંથનાંઃ—નાટકેશ્વર, ભૈરવ, સંતનાથ, જાલધર, ચાચોડી, કલંકનાથ, અઘોરી, મછિંદ્રનાથ, ધાડાચુલી, સુરત્રણ, મહેંદ્રનાથ, જોગનાથ, (દર્શન પ્રકાશ.)

૪૫ **આત્મા**—(૧) જગદાત્મા.

(૪) જીવાત્મા= પિંડ વ્યાપક જે બ્રહ્માંશ તે.
શિવાત્મા= બ્રહ્માંડમાં વ્યાપક જે બ્રહ્માંશ તે.
પરમાત્મા= બ્રહ્માંડ બાહાર જે વ્યાપક બ્રહ્માંશ તે.
નિર્મળ આત્મા=ઉપાધી, જૂદો જે પરમાત્મા તે

૪૬ **આદિત્ય**—(૧૨) શુક્ર, વિષ્ણુ, અર્યમા, ધાતા, ત્વષ્ટા, પૂષા, વિશ્વાવસૂ, મિત્ર, વરુણ, અંશુભગ, અતિતેજ (સૂર્ય વંશાવળી.)

૨--વિવસ્વાન, અર્યમા, પૂષા, ત્વષ્ટા, સવિતા, ભગ, ધાતા, વિધાતા, વરુણ, મિત્ર, શુક્ર, ઉરુક્રમ, (ભાગવત.)

૩--મિત્ર, રવિ, સૂર્ય, ખગ, ભાનુ, પૂષા, હિરણ્યગર્ભ, મરીચિ, આદિત્ય, સવિતા, અર્ક, ભાસ્કર.

૪૭ આનંદ—[૪] વિષયાનંદ, વિદ્યાનંદ, આત્માનંદ, બ્રહ્માનંદ.

૪૮ આનંદાદિયોગ—[૨૮] આનંદયોગ, કાળદંડયોગ, ધુમ્રયોગ, પ્રજાપતી, સૌમ્યયોગ, ધ્વાંક્ષયોગ, ધ્વજયોગ, શ્રીવત્સયોગ, વજ્રયોગ, મુદ્ગલયોગ, છત્રયોગ, મિત્રયોગ, માનસયોગ, પદ્માખ્યયોગ, લંબકયોગ, ઉત્પાતયોગ, મૃત્યયોગ, કાણાખ્યયોગ, સિદ્ધિયોગ, શુભયોગ, અમૃતયોગ, મુસલયોગ, ગદાયોગ, માતંગયોગ, રાક્ષસયોગ, ચરયોગ, સ્થિરયોગ, પ્રવર્ધમાનયોગ. (જ્યોતિષ)

૪૯ આય —[૮] ધ્વજ, સિંહ, વૃષભ, ગજ, ધૂમ્ર, શ્વાન, ખર, ધ્વાંક્ષ, (=કાગડો.) (શિલ્પશાસ્ત્ર.)

૫૦ આયુધ—[૪] મુક્ત = ચક્રાદિ. અમુક્ત = ખડ્ગાદિ. મુક્તામુક્ત = પાશતોમરાદિ. યંત્રમુક્ત = શરગોલકાદિ.

[૧] આયુધ વિષ્ણુનાં [૪] શંખ, ચક્ર, ગદા, પદ્મ.

[૨] આયુધ દેવીનાં [૮]—બાણ, મુસળ, શૂળ, ચક્ર, શંખ, ઘંટા, લાંગૂલ, કાર્મુક. (સપ્તશતી.)

[૩] આયુધદેવીનાં [૧૦]—ખડગ, બાણ, ગદા, શૂલ, શંખ, ચક્ર, ભુશુંડી, પરિઘ, કાર્મુક, રૂધિર-પાત્ર, (સપ્તશતિ.)

આ દેવી માહા કાલી વિષ્ણુનાં દેહમાંથી ઉત્પન્ન થઇ, એ મધુકૈટભનો નાશ કરનારી. એની આરાધનાથી સર્વ જગ વશ થાયછે.

(૪) આયુધદેવીનાં [૧૮]=અક્ષમાલ,કમલ, બાણ, અસિ, કુલિક, ગદા, ચક્ર, ત્રિશૂલ, પરશુ, શંખ, ઘંટો, પાશ, શક્તિ, દંડ, ચર્મ, ચાંપ, પાનપાત્ર, કમંડલ (દેવી માહાત્મ.)

(૫) બીજા મત મુજબ—જમણા હાથમાં પરશુ, ત્રિશૂલ, ચક્ર, ગદા, વજ્ર, તલવાર, બાણ, કમલ, રૂદ્રાક્ષ.

ડાબા હાથમાં—શંખ, ઘંટો, પાશ, શક્તિ, દંડ, ઢાલ, ચાંપ પાનપાત્ર, કમંડલ.

**૫૧ આવર્ત**—(૯) કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલયાવર્ત, કેતુવર્ત, ભદ્રસેનવર્ત, ઇંદ્રસપૃકવર્ત, વિદર્ભવર્ત, કિકટવર્ત.

**૫૨ આશ્રમ**—(૪) બ્રહ્મચર્ય, ગ્રહસ્થ, વાનપ્રસ્થ, સન્યાસ.

**૫૩ આસન**—(૮૪)

| | |
|---|---|
| સિધ્ધાસન | ધીરાસન |
| પદ્માસન | ૬૦ પા૦ મુક્તાસન |
| દ્રઢાસન | વામ-દક્ષિણ શ્વાસગમનાસન |
| વીરાસન | પશ્ચિમતાન |
| પૂર્વત મુક્તાસન | વાતાયનાસન |

| | |
|---|---|
| મયૂરાસન | નિઃશ્વાસાસન |
| મત્સ્યેંદ્રાસન (૧૩=૧૪) | અર્ધ કૂર્માસન |
| અર્ધપદ્માસન | ગરૂડાસન |
| કુક્કુટાસન | સિંહાસન, તથા વ્યાઘ્રાસન |
| ગોરક્ષાસન | ત્રિકોણાસન |
| ઉર્ધ્વપદ્માસન | પ્રાર્થનાસન |
| અર્ધ પા૦ પૂર્ણ પા૦ | અંગુષ્ઠાસન |
| દક્ષિણાસન | ઉત્કટાસન |
| શવાસન | વામ અંગુષ્ઠાસન |
| મકરાસન | જયેષ્ટિકાસન |
| વામ દ૦ પાદાસન | ખંજનાસન |
| ધનુરાસન | સમાનાસન |
| સ્થિરાસન | હસ્તભુજાસન |
| વૃક્ષાસન | ત્રિસથંભાસન |
| અર્ધવૃક્ષાસન | કુર્માસન |
| ચક્રાસન | ગર્ભાસન |
| તાડાસન | વૃક્ષાસન અને તેના અવાં૦ તર ભેદ (૩) |
| દક્ષિણ પાદ શિરાસન | દ્વિપાદપાર્શ્વાસન |
| દ્વિપાદ શિરાસન | કંદપિડનાસન |
| દ૦ વામ ચતુર્થાંશ પાદાસન | પ્રૌઢાસન |
| ઉર્ધ્વધનુરાસન | ઉપધાનાસન |
| વામ દ૦ શિર્ષાસન | ઉર્ધ્વસંયુક્ત પા૦ |
| સ્વસ્તિકાસન | ઉર્ધ્વશવાસન |
| સ્થિતવિવેકાસન | ક્ષેમાસન |
| ઉત્થિતવિવેકાસન | ભુંજગાસન |
| દક્ષિણ વામ તર્કાસન | ઉત્તાનકૂર્માસન |
| પૂર્ણ તર્કાસન | |

| | |
|---|---|
| ઉત્કટાસન | પુર્ણપાદ ત્રિકોણાસન |
| અપાનાસન | વામ. દક્ષિણભુજાસન |
| યોન્યાસન | વામ–દ૦ હસ્તભયંકરાસન |
| મંડુકાસન | વામ–દ૦અર્ધપાદાસન |
| પર્વતાસન | વામ–દ૦હસ્તભૂજાસન |
| શલભાસન | વામ–દ૦વક્રાસન |
| કોકિલાસન | વામ–દ૦ જાન્વાસન |
| ઉષ્ટ્રસન | વામ–દ૦ શાખાસન |
| ભુજંગાસન | વામ–દ૦ પા૦ અપાન-ગમનાસન |
| પ્રાણાસન | વામ હસ્ત ચતુરોકાણાસન |
| કાર્મુકાસન | આનંદ મંદીરાસન |
| ગ્રંથાભેદનાસન | સર્વાંગાસન |
| પવનાસન | મત્સ્યાસન |
| દક્ષિણપાદ+વામ પા૦ | |

૫૪ **ઇંદ્રિયો**—(૧૧) વાક્, હસ્ત, પાદ, ગુદ, ઉપસ્થ, એ પાંચ. કર્મેન્દ્રિય=ત્વક, ચક્ષુ, શ્રોત્ર, રસના, ઘ્રાણ, એ પાંચ. જ્ઞાનેન્દ્રિય અને મન.

(૨) તેનાં દેવતા સાથે (૧૫)અંતઃકરણ=આદિપ્રજાપતિ, બુદ્ધિ=શેષનારાયણ, મન=બ્રહ્મા. ચિત્ત=વિષ્ણુ. અહંકાર=રુદ્ર. શ્રોત્ર=ચંદ્ર; નેત્ર=સૂર્ય; રસના=વરુણ; ઘ્રાણ=વાયુ;ત્વચા=અશ્વિનીદેવ.વાચા=વૈશ્વાનર;પાણી=ઇંદ્ર; પાદ=ત્રિવિક્રમ;ઉપસ્થ=પ્રજાપતિ;અધારી=નૈઋત્ય (દર્શનપ્રકાશ.)

૫૫ **ઉચ્ચૈઃશ્રવા**—(૧) સૂર્યનાં રથનો ઘોડો.

૫૬ **ઉપચાર**—(૧૬) આવાહન, આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવિત, ગંધ પુષ્પ,

દીપ, ધૂપ, નૈવેદ્ય, દક્ષિણ, પ્રદક્ષિણા, મંત્ર, પુષ્પાંજલી.

૫૭ **ઉપદર્શન**—(૬) યોગાભ્યાસ, સંન્યાસ, જૈન, બૌદ્ધ, પ્રભાકર. ચાર્વાક.

૫૮ **ઉપધાતુ**—(૭) શરીરમાંની.

દુગ્ધ=રસધાતુથી
રજ=રક્તધાતુમાંથી.
સ્નેહ=માંસધાતુમાંથી.
સ્વેદ=મેદો ,, ,,
દાંત=આસ્થિ ,, ,,
કેશ=મજ્જા ,, ,,
ઓજ=શુક્ર ,, ,, (સારંગધર.)

૫૯ **ઉપપુરાણો**—(૧૮) બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, બૃહન્નારદ પુરાણ, લઘુનારદ પુરાણ, નરસિંહપુરાણ, ભાગવતપુરાણ, રેણુકાપુરાણ, યમનારદપુરાણ, હંસપુરાણ, નદીપ્રોક્ત, વાયુપ્રોકત, વિષ્ણુરહસ્ય, તત્વસાર, ભગવતી, પાશુપત, ભવિષ્ય, બ્રહ્માંડ (ગણેશપુરાણ ઉપરથી.)

(૧૮) બીજા મત મુજબઃ—લઘુકાલિકા, બૃહત્કાલિકા, પરાશર, સિંહ, નારદ, સન્તકુમાર, સૌર, દુર્વાસા, કપિલ, માનવ, વિષ્ણુધર્મોત્તર, શૈવધર્મ, માહેશ્વર, નંદી, કુમાર, ઔશનસ, દેવી, વરૂણ, (નર્મકથાકોષ.)

૬૦ **ઉપપ્રાણ**—(૫) નાગ, કૂર્મ, કૃકુલ, ધનંજય, દેવદત્ત.

૬૧ **ઉપવેદ**—(૪) આયુઃ, ધનુ, ગાંધર્વ, સ્થાપત્ય (શિલ્પ.)

૬૨ ઉપશાસ્ત્ર—(૬) શૈવ, સાંખ્ય, નૈયાયિક, ચાર્વાક, બૌદ્ધ, જૈન.

૬૩ ઉપાય—(૩) સામાદાન. ભેદ, દંડ.

(૬) (રાજ્યનિતિ પ્રકરણમાં) સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈવી ભાવ, આશ્રય.

૬૪ ઉર્મી—(૬) શોક, મોહ, મૃત્યુ, ક્ષુધા, વિપાસા, જરા.

(૨) (૬) ક્ષુધા વિપાસા, શીત, ઉષ્ણ, હર્ષ, શોક.

૬૫ ઋણ—(૩) દેવ, ઋષિ, પિતૃ.

૬૬ ઋતુ-(૬) વસંત, ગ્રિષ્મ, વર્ષા, શરદ, હેમંત, શિશિર.

૬૭ રૂદ્ર—(૧૧) અત્યેંદુ, અચ્છેંદુ, અકળ, અવિકાસણ, અમરૂપણ, તસુ, મનુ, અઘોર, તત્પુરૂષ,...,હનુંમંત. (શિવનિબંધ).

(૨) અભેદ, અચ્છેદ, અમર, અકલા, અવિકાશ, તપ, તાપ, ધીસંખ્યા, વામદેવ, અઘોર તન્મુખકા, ઇશાન, (ભૂગોલ પુરાણ.)

(૩) અજ, એકપાદ, આહિ બુંધ્ન્ય, પિનાકી, હર, બહુરૂપ, ત્ર્યંબક, વૃષાકપી, શંભુ, કપર્દી, રૈવત.

(૪) અમર, અઢળ, અછેદક, અવિનાશ, અભેદક, તપનાસ્તિ, વામઘોર, સંધક, તત્પુરૂષ, હનુંમત (દર્શન પ્રકાશ.)

૬૮ રૂદ્ર આદ્યનાં—(૧૧) વીરભદ્ર, શંભુ, ગિરીશ, અજૈક પાત, અહિર્બુધ્ન્ય, પિનાકી, અપરાજીત, ભૂવનાધીશ્વર, કપાલી, સ્થાણુ, ભગ.

**૬૯ રૂદ્ર દિશા**—(૧૧) મહાદેવ—ઇશાન્યે, અભેદરૂદ્ર પૂર્વે, અમરરૂદ્ર–અગ્નિખૂણે, સૌરવરૂદ્ર—દક્ષિણે, અકાળરૂદ્ર—નૈઋત્યે, તપ્તરૂદ્ર—વાયવ્યે, અવિકાર રૂદ્ર—પશ્ચિમે, સિદ્ધરૂદ્ર—ઉત્તરે, આધારરૂદ્ર, તત્પુરૂષ રૂદ્ર, હનુમંત–મધ્ય ભાગે, (કથા કલ્પતરૂ.)

**૭૦ ઋષિ**—(૭) ગોતમ, ભરદ્વાજ, વિશ્વામિત્ર, જમદગ્નિ, વશિષ્ટ, કશ્યપ, અત્રિ.

**૭૧ ઋષિથી જાતિ**—(૨૨) અંબરીષ ઋષીથી ઉત્પન્ન થએલી પ્રજા

| | |
|---|---|
| કર્ણ—કુંભાર. | મધપી—કલાલ. |
| માર્જન—કંસાર. | ભાર્ગવ—કોષ્ટી. |
| તર્જન—તેલી. | સુવર્ણ—ઝારીયા. |
| રૂદ્ર—તંબોલી. | માર્કંડય—ચમાર. |
| શૃંગી—હજામ. | ગંડ—જૈન. |
| કોષ્ટ—ધોબી. | જંતુ—જતિ. |
| ગુંડી—કુંડે. | અત્રિ—બ્રાહ્મણ. |
| ગર્ગ—ગુજર. | શાંડિલ્ય—ક્ષત્રી. |
| મૈનાક—મારવાડી. | પૌલસ્તી—વૈસ્ય. |
| સૈનાક—સુનાર. | ગર્ગાચાર્ય—શૂદ્ર. |
| વિશ્વકર્મા—સુતાર. | (આગમનિગમ) |

**૭૨ એકાદશી**—(૨૪) (ધર્મ સિંધુ)

કામદા–શુ૦
વરૂથિની–કૃ૦ } ચૈત્ર માસ.

મોહિની–શુ૦
અપરાજીતા–કૃ૦ } વૈશાખ.

| | |
|---|---|
| નિર્જલા-શુ૦<br>યોગિની-કૃ૦ | જ્યેષ્ટ. |
| શયની-શુ૦<br>કામિની-કૃ૦ | આષાઢ. |
| પુત્રદા-શુ૦<br>અજા-કૃ૦ | શ્રાવણ. |
| પરિવર્તિની-શુ૦<br>ઇંદિરા-કૃ૦ | ભાદરવો. |
| પાશાં કુશા-શુ૦<br>રમા કૃ૦ | આશ્વિન. |
| પ્રબોધિની-શુ૦<br>ઉત્પતિ-કૃ૦ | કાર્તિક. |
| મોક્ષદા-શુ૦<br>સફલા-કૃ૦ | માર્ગશીર્ષ. |
| પુત્રદા-શુ૦<br>ષટ્તિલા-કૃ૦ | પોષ. |
| જયા-શુ૦<br>વિજયા-કૃ૦ | માઘ. |
| આમલીકી-શુ૦<br>પાપ મોચની-કૃ૦ | ફાલ્ગુન. |

૭૩ ઐરાવત—(૧) ઇંદ્રનો હાથી.

૭૪ ઐશ્વર્ય—(૬) ઐશ્વર્ય, વિર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય.

૭૫ કફ—(૨૦) તંદ્રાટક, અતિનિદ્રતા, ગૌરવ, મુખમાધુર્ય, મુખલેપ, પ્રસેક, શ્વેતાવલોકન, શ્વેતવિટ્કત્વ, શ્વેતમૂત્રતા, શ્વેતાંગવર્ણતા, ઉષ્ણેચ્છા,

તિક્તકામિતા, મલાધિક્ય, શુક્રબાહુલ્ય, બહુમૂત્રતા, આલસ્ય, મંદ બુદ્ધિત્વ, તૃપ્તિ, ઘર્ઘરવાક્યતા, અચેતન્ય.

૭૬ કરણ—(૧૧) બવ, બાલવ, કૌલવ, તૈતિલ, ગરજ, વણિજ, વિટી, શકુની, ચતુષ્પાદ, નાગ, કિંસ્તુઘ્ન.

૭૭ કર—(૫) જ્યેષ્ટ શુદ્ધ પ્રતિપદા ભાવુકા, અમાવાસ્યાને, બીજે દિને.

ફાલ્ગુન વદ્ય પ્રતિપદા એટલે હોળીને બીજે દિવસે.
ગ્રહણને બીજે દિવસે.
મકરસંક્રાંતીની બારવને
મરણ પામેલા મનુષ્યના બીજે દિવસે.

૭૮—કર્મ—(૩) નિત્ય, ક્રિયમાણ, પ્રારબ્ધ.

(૫) ઉક્ષેપણ, અપક્ષેપણ, આંકુચન, પ્રસારણ, ગમ.

(૬) અધ્યયન, દાન, યાજન, અધ્યાપન, પ્રતિગ્રહ, યજન.

(૬) જારણ, મારણ, ઉચ્ચાટન, મોહન, સ્તંભન, વિધ્વંસન.

૭૯ કર્મવર્જ—(૫) જ્યોતિપ શાસ્ત્ર મુજબ જન્મસ્થાને ચંદ્ર હોય ત્યારે નીચલાં પાંચ કર્મ ત્યાગ કરવાં:—

યાત્રાએ જવું નહિ, યૂધ્ધમાં જવું નહિ, ક્ષૌર ન કરવું, વિવાહ કરવો નહિ, ગૃહપ્રવેશ કરવો નહિ.

૮૦ કલ્પ—(૩૦) શ્વેત, નિલલોહિત, વામદેવ, પતિરથ, રૈરવ, પ્રાણ, બૃહતા, કંદર્પ, પદ્મ, ઇશાન, વાન,

સારસ્વરત, ઉદ્દાન, ગરૂડ, કૂર્મ, ઋગ્મ, વિધિશકા, નૃસિંહ, સામાનહુત, સોમ, માનવ, ઉદ્દાન, વૈકુંઠ, લક્ષ્મી, સાવિત્રી, ઘેરે, વરાહ, વૈરાજ, ગૌરી, મહિશ્વર પિતૃ.

૯૧ કલ્પ વૃક્ષ—[૩] કર્મ, ઉપાસના જ્ઞાન.

૯૨ કલ્પાદિ—(૭) ચૈત્રશુદ્ધ ૧ કલ્પાદિ, ચૈત્ર, શુદ્ધ ૫ કલ્પાદિ, વૈશાખ, શુદ્ધ ૩ કલ્પાદિ, કાર્તિશુદ્ધ ૭ કલ્પાદિ, માર્ગ શીર્ષ શુદ્ધ ૯ કલ્પાદિ, માઘ શુદ્ધ ૧૩ કલ્પાદિ, ફાલગુન વદ ૩ કલ્પાદિ.

૯૩ કલા—(૭) માંસધરા, રક્તધરા, મેદોધરા, કફધરા, પુરીષધ્ધરા, પિત્તધરા, રેતધરા. (સારંગધર.)

૯૪ કશ્યપપત્નીઓ—(૩૬) તેમાં ૧૩ પટ્ટરાણી, અને બીજી ૨૩, મળી ૩૬ (મૂળસ્તંભ.)

અસુરદળી—જાતની ક્ષત્રીણ.

સુનળી— જાતની દરજણ, એનાથી ૧૨ આદિત્ય અને સૂર્યવંશ.

સોમપ્રભા—એ માલન, એનાથી સોમવંશ થયો એનું 'તીમ' નામ છે.

કદ્રુ—એનાથી ૯ નાગકુળ ઉત્પન્ન થયાં, એનું નામ ક્રોધવશા.

આદિતી—એનાથી ૩૩,૦૦,૦૦,૦૦૦ દેવતા ઉત્પન્ન થયા.

વૈનતા—એ જાતની તેલણ,

સૂતલી—એ જાતની 'ગુરવ'.

હેમગર્ભા—તંબોલીન.

કુનમતી—વંજારણ; એનાંથી ૮૮,૦૦૦ ઋષિ ઉત્પન્ન થયા

મેઘનાદા—બ્રાહ્મણી, એનાથી મેઘાદિક ઉત્પન્ન થયા.

નાગકન્યા—લાડીન, ૧૨ ધાન્ય એનાથી ઉત્પન્ન થયાં; એનું નામ સુરસા.

કનકરેખા—ગુજરીણ, અઢારભાર વનસ્પતિ પ્રસવ્યાં.

પદ્માવંતી—ધોબણ, ૭૪ ગુણ પ્રસવી.

સત્રાદેવી—કંસારણ, એનાથી ૭ સમુદ્ર થયા.

જીવનાદેવી—એનાથી દ્વિપદ, ચતુષ્પદ અને પાષાણ થયાં, એનું બીજું નામ સુરભી.

લિંગવાહા-૯,૦૦,૦૦ વેતાળ અને ૯,૦૦,૦૦,૦૦૦ ચામુડા પ્રસવ્યાં.

કરજકા—કુંભારણ.

સુપાદેવી—ડોંબજાતની, ૩,૫૦,૦૦,૦૦૦ ભૂતો ઉત્પન્ન થયા.

રૂપપ્રભા—સુતારણ.

સુંદરાનની—......

મધ્યમા—અનામિક, નવરત્નો પ્રસવ્યાં.

જારજાદેવી—સોનારણ.

કુસંડલિકા—સાંઝણ.

મેઘદંડા—......
માઘપ્રભા—વંજારણ.
વિધરજા—ચમારણ.
અચિતા—કોળન.
સુંદરા—હટકરન.
વિધૃતી.—...
મનુવંતા—જાટીન,
ક્રમા—ખાટકન.
વૈનતા.—...
જયમતી—તુર્ક જાતની ભટીયારણ, એનાથી 'મણીયાર' થયા.
માયાબ્રહ્મી—શ્વાપદો થયાં.
બણેત્રા.—......
રૂપસેના—રજપુતણી.

૮૫ **કળા સૂર્યની**—(૧૨) જવાલિની, દાહિની, કિરણી, દીપિની, તેજીની, વિધુ-તેજા, શંખિની, તાપિની, વર્ષની, ચાલકા, શોષિપ્રિયા, સ્ફુલિંગા.

(૨) જાલિની, કીરની, દાહની, દીપિની, જયોતિણી, તેજીની, વિદ્યા, મોહિની, જીતની, શંખિની, પ્રકાશિની, દીપકલિકા, (મૂળસ્તંભ.)

૮૬ **કળાચંદ્રની**—[૧૬]:-

શંખિની, પદ્મિની, લક્ષ્મણી, કામિની, પોષિણી, પુષ્ટિવર્ધની, આલ્હાદિની, અશ્વપદિની, વ્યાપિની, પ્રમોદિની, મોહિની, પ્રભા, ક્ષીરવર્ધની, વેધવર્ધની, વિકાશિની, શૌમિની. (કથા કલ્પતરૂ).

બીજા મત મુજબ--શખિની, પદ્મિની, લક્ષ્મણી, કામિની, પક્ષિણી, વ્યાપિની, વિદ્યા, મોહિની, પ્રમોદિની, મિથુની, વિકાશ, અમૃતા, અમૃતસંજીવની, નીચવણી, જ્ઞાનદ્રષ્ટિ, સત્રાવી. (મૂળસ્થંભ.)

૯૭ કળા (૬૪) પેહેલા મત મુજબ:—

| | |
|---|---|
| વાદ્ય. | ચિત્રશાખા–પૂપભક્ષ વિકાર ક્રિયા. |
| નૃત્ય. | પાનકર સરાગાસયોજન. |
| નાટ્ય. | સૂચિકર્મ. |
| આલેખ્ય. | સૂત્રક્રીડા. |
| વિશેપકછેદ. | પ્રહેલિકા. |
| તંદુલ કુસુમબલિ પ્રકાર. | પ્રતિમાલા. |
| પુષ્પા સ્તરણુ. | દુર્વચયોગ. |
| દશ નવ સનાંગરાગ. | પુસ્તકવાચન. |
| મણિ ભૂમિકા કર્મ. | નાટકાખ્યાયિક દર્શન. |
| શયન રચન. | કાવ્યસમસ્યાપૂરણ. |
| ઉદકવાદ્ય. | પટ્ટિકા વેત્રબાણુ વિકલ્પ. |
| ઉદકઘાત. | તર્ક કર્મ. |
| ચિત્રયોગ. | તક્ષણુ. |
| માલ્ય ગ્રથનવિકલ્પ. | વાસ્તુવિદ્યા. |
| શેખરાપીડયોજન. | રૂપરત્ન પરિક્ષા. |
| નેપથ્ય યોગ. | ધાતુવાદ. |
| કર્ણ પત્રભંગ. | મણિ રાગજ્ઞાન. |
| સુગંધ મુક્તિ. | આકારજ્ઞાન. |
| ભૂપણુયોજન. | વૃક્ષાયુ વેદયોગ. |
| ઐંદ્રજાલ. | મેપ કુક્કુટલાયુદ્ધ વિધી. |
| કૌતુમારયોગ. | શુકસા રિકાપલાપન. |
| હસ્તલાઘવ. | |

ઉત્સાદન.
કેશમાર્જન કૌશલ્ય.
અક્ષર મુષ્ટિકા કથન.
મ્લેચ્છિત કતર્ક વિકલ્પ.
દેશભાષા જ્ઞાન.
પુષ્પશકટિક નિમિત્તજ્ઞાન
યંત્ર માતૃકા.
ધારણ માતૃકા.
સવાચ્ય.
માન સિકાવ્યક્રિયા.
અભિધાનકોશ.
છંદોજ્ઞાન.
ક્રિયાવિકલ્પ.
છલિતકયોગ.
વસ્ત્રગોપન,
દ્યૂતવિશેષ.
આકર્ષ ક્રીડા.
બાલ ક્રીડન.
વૈનાયિકજ્ઞાન.
વૈજયિકજ્ઞાન.
વૈતાલિકજ્ઞાન.
વિદ્યાજ્ઞાન.

૯૯ બીજા મત મુજબઃ—(૬૪) કળાઃ—

નૃત્ય.
તંત્ર.
જ્ઞાન.
ગીત.
કાવ્ય શક્તિ.
હય પરીક્ષા.
ધર્માચાર.
સુપ્રસાદનકર્મ.
કર્ણલાઘવ.
ગેહાચાર.
વિતંડાવાદ.
સારીરશ્રમ.
કામાવિષ્કરણ.
મુખમંડન.
સર્વ ભાષ વિશેષ.
ચિત્ર.
વસ્ત્ર ભરણ.
ઘન વૃષ્ટી.
વિધાન.
તાલમાન.
વક્રોક્તિ.
વાસ્તુશુદ્ધિ.
અંજન ચૂર્ણયોગ.

| | |
|---|---|
| રંધન. | ભોજય. |
| કથા કથન. | અંત્યાક્ષરિકા. |
| વાણિજ્ય. | મંત્ર. |
| યથાસ્થાન. | ક્રિયાકલ્પ. |
| વાદિત્ર. | અંબુસ્તંભ. |
| સંસ્કૃત જલ્પન. | આરામારોપણ. |
| દંભ. | ગજપરીક્ષા. |
| આકારગોપન. | શકુનવિચાર |
| નરલક્ષણ. | ગૃહીધર્મ. |
| લઘુબુદ્ધી. | વાક્પાટવ. |
| નાટય. | મૃત્યોપચાર. |
| વર્ણિકાવૃદ્ધિ | વીણાનાદ. |
| તૈલસુરભિતાકરણ. | કુંભભ્રમ. |
| પરનિરાકરણ. | વૈધક્રિયા. |
| જનાચાર. | શાલિખંડન. |
| લિપિપરિચ્છેદ. | વરવેષ. |
| ચિકુર બંધન. | અભિધાન પરિજ્ઞાન. |
| કુસુમગ્રથન. | પ્રશ્નપ્રહેલિકા. |

૮૯ કળા પુરૂષની—(૭૨) જૈન ગ્રંથમાં નીચે મુજબ કળા દર્શાવી છેઃ—

| | |
|---|---|
| લિખિત. | ચિકિત્સા. |
| વાદ્ય. | વિધી. |
| છંદ. | વેદ. |
| કાવ્ય. | સામુદ્રિક. |
| તુરંગારોહણ. | કપટ. |
| યંત્રવાદ. | ધૈર્ય. |
| ગંધવાદ, | મરીકળા, |

| | |
|---|---|
| સર્વકરણી. | શાસ્ત્રાભ્યાસ. |
| ઉપલેપ. | વિપવાદ. |
| પત્રપરીક્ષા. | સંસ્કૃત. |
| ગારૂડવિદ્યા. | સ્મૃતિ. |
| શકુનરૂત. | તર્ક. |
| ગણિત. | સંહિતા. |
| પઠન. | વાપકેવિદ્યા. |
| અલંકાર. | દર્શન. |
| રસાયન. | તરચિકિત્સા. |
| પ્રજાસ્યયોગશિક્ષા. | પાતાળસિદ્ધિ. |
| મંત્રવાદ. | પશુ. |
| પ્રાકૃત. | પત્રછેદ. |
| અપભ્રંશ. | કાષ્ટઘટન. |
| સિદ્ધાંત. | ધાતુકર્મ. |

યંત્રકરસવતી.
ચિત્ર.
નખછેધ.
દેશભાષા.
કેવળિવિધિ.

૯૦ કળા વિષે છપ્પા—(સાંમળભટ્ટ કવિ કૃત):—

ચિત્રકળા પોશાક, પાકબંધન, કૃતિપાકે,
જમવું તરવું નીર, સ્નાન જિતવું વદિવાકે;
ભરવે ભાવ પલંગ બેસવું સુવું સેજે,
બોલવું હિંડવું હોડ, દેવપૂજન અતિ તેજે;
ધરવા અંગ શણગાર, શુભ સિલક કેર દીઠું કરે;
ભખવું ને લેવું લાજવું, કળા એહ કો મન ધરે.—૧

કરવાં લેખાકામ, દ્રવ્ય રળવું જન રીઝે,
ખેતી વણજ વિવેક, સત્ય શુરાપણ લીજે;
ચઢે ઝાડપર જુગતિ, પારધા પરઠે પાપે,
પંખી પાડે પલક, કહી મેહેનત કરી આપે;
હયવાહન કરે વિવેકથી, હાંકી જાણે હોડથી;
ઓષડને અમલજ કેળવે, શામળ સુકળા જોડથી.—૨

પરખે નરખે નેહ, બોલ સહુ ગમવાં બોલે
ન્યાય ચૂકવે જોહ, ધર્મની ધારણ તોલે;
ગાયે વાય વિવેક, ચાહે ચોપગને ચિત્ત,
ઉપાસન આસન, મંત્ર જંત્રો જપ નિત્યે;
પોષણ દોષણ ને દિલહરણ, શરણાગતને રાખવું;
ચોરવું, ચિત્તમાં ચેતવું, ભણી કળા સત્ય ભાખવું.—૩

દાન, માન અપમાન, જૂઠ જાણું પરખાવું,
સંચ, પ્રપંચ પાખંડ, દંડદેવું ચિત્ત ચહાવું;
તજવું સજવું સેવ, દેવ દર્શન પ્રિય મળવું.
છળવું, રમવું રમત, દુઃખ સુખ શરીરે સેહવું,

